# OE 55 -Revolution in Mumbai -Formation of Sanatan Samaj / મુંબઈમાં ક્રાંતિ – સનાતની સમાજની સ્થાપના



http://www.realpatidar.com/a/oe55 April 4, 2013

04-Apr-2013 || જય લક્ષ્મીનારાયણ ||

મુંબઈમાં સમાન વિચારધારાવાળી સર્વે સનાતની સમાજને એક સુત્રે બાંધવાના ઉમદા હેતુથી "શ્રી કચ્છી કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ સનાતન સમાજ – મુંબઈ"ની સ્થાપના તા.૨૩-૦૧-૨૦૧૩ના થઇ ગયેલ હતી. આ સમાજની પહેલી કારોબારીની નિમણુંક અને પહેલી સામાન્ય સભા અને સ્નેહ મિલનનો કાર્યક્રમ ખુબજ દબદબો મચાવે તેવી રીતે ૩ દિવસ દરમ્યાન ઘાટકોપર, ડોંબીવલી અને થાણા મધ્યે મુખ્યતઃ માનવામાં આવ્યો.

આ સમાજ કેવળ સનાતની લોકો દ્વારા સનાતનીઓના હિત માટેજ બનાવામાં આવેલ છે. આ સમાજ સતપંથ ધર્મને સનાતન ધર્મનો ભાગ ગણતી નથી. એટલા માટે સતપંથીઓ આ સમાજના સભ્ય બની શકશે નહિ.

આ પ્રસંગનો અધિકૃત અહેવાલ જે સમાજે બહાર પાડેલ છે, તે અહીં નીચે જોડેલ છે.

રીયલ પાટીદાર.

---







૦૨-૦૪-૨૦૧૩
|| જય લક્ષ્મીનારાયણ ||

## મુંબઈમાં કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક ક્રાંતિ, એક ઈતિહાસ સર્જાયો સંસ્કારધામથી મુંબઈ આવેલ ભગવાનશ્રી લક્ષ્મીનારાયણના રથની યાત્રા અને સામાજિક સભાનો અહેવાલ

શ્રી કચ્છી કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ સનાતન સમાજ – મુંબઈની સ્થાપના પ. પુ સંત શ્રી ઓધવરામ મહારાજશ્રી ની નિર્વાણ તિથિ પોષ સુદ બારસ તા. ૨૩-૧-૨૦૧૩ ને બુધવારના દિવસે

કરવામાં આવી છે જેનાથી આપ વાકેફ છો.


ઉપરોક્ત સમાજની એડહોક અને આયોજન સમિતિ દ્વારા મુંબઈમાં ત્રિદિવસીય કાર્યક્રમનું આયોજન કરવામાં આવેલ હતું પણ લોકોના બહોળા ઉત્સાહને કારણે આ ત્રણ દિવસનો કાર્યક્રમ ૫ દિવસનો થઇ, યાદગાર અને ઐતીહાસીક રીતે ઉજવાયો.

ભગવાન શ્રી લક્ષ્મીનારાયણનો રથ કામોઠે મુકામે સાત દિવસ માટે રાખવામાં આવેલ હતો. આ મુકામે પહોચ્યા પહેલાં ફક્ત અમુકજ કલાકની અંદર કોઈને પણ અધિકૃત જાણ ન કર્યા હોવા છતાં, કામોઠેના ઉત્સાહી જ્ઞાતિજનો પોતાની મેળે બહોળી સંખ્યામાં ભેગા થઈને વાજતે ગાજતે એમના વિસ્તારમાં લઈને આવેલ. નોંધવાજેવી બાબત એ હતી કે આપણી જ્ઞાતિજનોની સાથે અન્ય આજુબાજુના લોકો પણ સહભાગી થઇ સહુ સાથે મળીને આરતી, પૂજા અર્ચન કરીને આ કાર્યક્રમમાં ચાર ચાંદ લગાડ્યા હતા.

કામોઠે બાદ, તા. ૨૯-૦૩-૨૦૧૩ સવારના પનવેલ ખાંદા કોલોનીના ઉત્સાહી સનાતની ભાઈઓએ રથને તેમના વિસ્તારમાં લઈ ગયા. ત્યાં આગળ તેમને પૂજા સતસંગનો લાભ લીધો. તેજ દિવસે બપોર પછી રથયાત્રાનું આયોજન ખારઘર ખાતે રાખવામાં આવેલ. રથયાત્રા ઇસ્કોન મંદિરથી શિલ્પ ચોક સુધી કરવામાં આવેલ. સંસ્કારધામથી શ્રી જેઠાબાપા તથા સંતો એ પોતના આશીર્વચનો આપેલ, ત્યારબાદ સંધ્યા આરતી પણ કરવામાં આવેલ હતી. આ વિસ્તારમાં ૬૦૦ થી ૬૫૦ જણા સહભાગી થયેલ હતા. છેલ્લે સહુ રાત્રી ભોજન કરી છુટા થયેલ. ખારઘરના સનાતની ભાઈઓ રથ યાત્રાથી પ્રેરિત થઇને એજ સભામાં ખારઘરની લક્ષ્મીનારાયણ સનાતન સામાજની સર્વાનુમતે અનોપચારિક રીતે રચના થયાની ઘોષણા પણ કરી દીધી. રાતના ૯.૩૦ વાગે ખારઘરથી રથને વિદાય આપી ઘાટકોપર તરફ રવાના થયેલ હતો

તા. ૩૦-૩-૨૦૧૩નાં સવારના ૬.૩૦ વાગ્યાથી ઘાટકોપર, મુલુંડ, થાણા, ડોંબિવલી, ખારઘર, કામોઠે, ભીવંડી, અંધેરી વગેરે પરાંમાંથી મુંબઈ ઝોનના ભાવિકો ઘાટકોપરના માણેકલાલ મેદાનમાં આવી પહોંચ્યા હતા. રથને ખુબ સુંદરતાથી ફૂલહારથી શણગારવામાં આવેલ હતો. કાર્યક્રમની શરૂઆત પૂજા અર્ચના, મંગળા આરતીથી કરવામાં આવી. બગીમાં સંસ્કારધામના સંત શ્રી વૃંદાવન વિહારી શાસ્ત્રીજી સાથે શ્રી બ્રહ્મસ્વરૂપ સ્વામીજી અને અખિલ ભારતીય લક્ષ્મીનારાયણ સનાતન સમાજનાં પ્રમુખ શ્રી જેઠાભાઈ લાલજી ચોપડા અને ધનજી પુંજા લીંબાણી એ આ બગીમાં સ્થાન લીધેલ હતું. આ સાથેજ સંપૂર્ણ ભાવિક ભક્તોની ખીચોખીચ મેદની સાથે વાજતે ગાજતે રથ યાત્રાનો આરંભ થયેલ.

રથયાત્રાનાં કાફલામાં સૌ પ્રથમ યુવાનો મોટર બાઈક પર ધ્વજ સાથે સામેલ થયેલ, ત્યારબાદ ઘોડેસવાર હાથમાં ધ્વજ લઈને, સાથે બેન્ડવાજાવાળા, ઘડી લઈને ચાલી રહેલ કન્યાઓ હતી. શ્રી લક્ષ્મીનારાયણ રથમાં શ્રી ધનજી શિવગણ રૂડાણી, સંસ્કારધામ વાંઢાયનાં ઉપપ્રમુખ શ્રી ગંગારામભાઈ રામણી બિરાજેલ હતા.



રથની પછવાડે રાસગરબા રમતી ઉમિયા ભજન મંડળીની મહિલાઓ, હરિનામ મંડળી એ લોકોને તેમના મધુર ભજનથી તેમને ભક્તિ ભાવમાં તલ્લીન થઇને નાચતા ઝુમતા કરી દીધા હતા.

આ કાર્યકમમાં મુખ્ય યજમાન શ્રીમતી મુળબાઇ રતનશી રામજીઆણીનો પરિવાર ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ, શંકર પાર્વતી અને નારદજીની વેશભુષામાં સજીધજીને બિરાજેલ હતા.

સહુ કોઈ શ્રી લક્ષ્મીનારાયણનાં જયઘોષ સાથે આ ઐતીહાસીક દરેક ક્ષણનો આનંદ લેતા પાટીદાર વાડી પહોંચેલ.



ઘાટકોપર પાટીદાર વાડી લોકોથી ખીચો ખીચ ભરાઈ ગયેલ હતી. પ્રવચન ગ્રાઉન્ડ ફ્લોરમાં રાખેલ હતું. અને લોકોની સુવિધા માટે પહેલે અને બીજે મળે સ્ક્રીન રાખેલ હતી.



ત્યારબાદ શ્રી લક્ષ્મીનારાયણ સંસ્કાર દેસલપર વાંઢાય ધામના પ્રમુખ શ્રી જેઠાભાઈ લાલજી ચોપડાએ એમના જોશીલા પ્રવચનમાં જણાવેલ કે મુંબઈમાં આ રથ આવીને એક ઈતિહાસ સર્જ્યો છે. સંતોએ તેમના વક્તવ્યમાં જણાવેલ કે પોતાના ઈસ્ટદેવને ન ભૂલવા, અને વધુમાં જણાવેલ કે ઘાટકોપર નિવાસીઓએ આ રથને મુંબઈમાં બોલાવીને તામ્રપત્ર પર પોતાનું નામ અંકિત કરી એક અનેરો ઈતિહાસ સર્જ્યો છે. આ કાર્યક્રમમાં અંદાજે ૧૫૦૦-૧૭૦૦ લોકોની હાજરી હતી.

ત્યારબાદ બપોરે ૨:૦૦ કલાકે રથ શહાડ માટે રવાના થયેલ, બપોરના ૪:૦૦ કલાકે કલ્યાણ, દુર્ગાડી કિલ્લા પાસે શહાડના ભાઈઓ દ્વારા ગાડીઓ સાથે રથયાત્રાની શરૂઆત જકાત નાકાથી પાટીદાર ભવન સુધી વાજતે ગાજતે કરવામાં આવેલ. અહીં પણ યુવાનો, કુંવારિકાઓ ખુબજ ઉત્સાહથી શ્રી લક્ષ્મીનારાયણની સાથે સાથે શિવાજી જયંતી હોવાથી શ્રી છત્રપતિ શિવાજીના જય ઘોષ કરતા આગળ વધતા હતા. અહીં પણ નોંધ લેવા જેવી બાબત એ હતી કે નાની સમાજ હોવા છતાં દરેક જનના ચહેરા પર ખુશી દેખાઈ આવતી હતી. સાંજે ૬:૦૦ કલાકે સંતોના પ્રવચન ત્યારબાદ સંધ્યા આરતી અને છલ્લે સંધ્યા પ્રસાદ લઈ રથ ડોંબીવલી માટે પ્રસ્થાન થયેલ.

તા. ૩૧-૩-૨૦૧૩ ના ડોંબીવલી ખાતે કે જેની સમગ્ર મુંબઈ કાગડોળે રાહ જોતું હતું તે દિવસ આવી પહોંચ્યો. વહેલી સવારના દરેક પરાંમાંથી બસ તથા ખાનગી વાહનોથી સમય કરતાં પણ લોકો વહેલા પહોંચી ગયા હતા. આ વિસ્તારમાં પહોચતાંજ સહુ કોઈની નજર ડોંબીવલીમાં જીજાન લગાવીને કરેલ તૈયારી પર પડી. આ વિસ્તારના યુવાનો, બહેનોની મહેતન લગન જોઈને લોકોનો પ્રેરક આનંદ ફૂલાતો નહોતો. યુવાનો અને યુવતીઓ મોટર બાઈક પર, એ પણ ભગવા વસ્ત્ર સાથે પાગડી / સાફા પહેરીને, સવાર થયેલ. યુવતીઓ ઝાંસીની રાણીની જેમ આગળ વધતી હતી, સાથે રાસ ગરબાની રમઝટ, ભજન, અને યુવાનોનો થનગનાટ નાચમાં સ્પષ્ટ દેખાઈ આવતો હતો. આ રથયાત્રાનુ અંતર અંદાજે ૪ કિલોમીટર જેટલુ હતું.

એક બાજુ રથ યાત્રા નીકળી પડી અને બીજી બાજુ વાહનવ્યવહાર સંભાળનારા લોકોને ડોંબીવલી સ્ટેસનથી પાટીદાર ભવન સુધી લોકોને પહોંચાડતા હતા. રસ્તામાં ભગવાનનો પ્રસાદ અપાતો હતો. સાથે પાણીના પાઉચ્ અપાતા હતા. ઘોડાગાડી, બગીમાં સજીધજીને આવેલ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ, શ્રી શંકર ભગવાન વગેરે હતા. સાથે સંતો તથા સંસ્કારધામથી પધારેલ પ્રમુખ શ્રી જેઠા લાલજી ચોપડા, ઉપ પ્રમુખ શ્રી ગંગારામભાઈ રામાણી પણ હતા.

મુંબઈના અન્ય ક્ષેત્રો એટલે કે પરાંઓથી ડોંબીવલી પહોંચવા માટે બસની સુવિધા પણ રાખવામાં આવેલ હતી.

લોકોની સંખ્યાને ધ્યાનમાં રાખીને અહી ડોંબીવલીના કાર્યકર્તાઓએ પાટીદાર ભવનની બાજુમાં ઓપન ગ્રાઉન્ડમાં શ્રી લક્ષ્મીનારાયણ ધામ બનાવેલ. લોકો એટલી બધી મોટી સંખ્યામાં હાજર હતા કે ત્યાં પણ જે લોકો ઓપન ગ્રાઉન્ડમાં બનાવેલ મુખ્ય સભા મંડપમાં ન સમાવી શકાયા હતા, તેવા

લોકોની સુવિધા માટે પાટીદાર ભવનમાં પહેલે અને બીજે માળે વિડિઓ સ્ક્રીનની સુવિધા રાખેલ હતી. સ્ટેજની બાજુમાં એક અલગ મંદિર બનાવવામાં આવેલ કે જેમાં શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન, કુળદેવી શ્રી ઉમિયામા, શ્રી ગણપતિ તથા સંત શ્રી ઓધવરામ મહારાજ, સંત શ્રી વાલરામજી મહારાજની છબી રાખેલ.





સભાની શરૂઆત આરતી, પૂજા અર્ચનથી કરી, સંતોના આશીર્વચન કે જેમ દરેક સંતોએ શ્રી લક્ષ્મીનારાયણ કે જે આપણા ઈસ્ટદેવ છે તેને હંમેશા યાદ રાખવા જણાવેલ, તેમજ સનાતન ધર્મની બાબતમાં પ્રકાશ પાડેલ, આપણી ગુરુ ગાદીની માહિતી આપતા જણાવેલ કે આપણા ગુરુ વેદ નારાયણ છે કોઈ વ્યક્તિ નથી. શાસ્ત્રીજી એ જોર આપતા કહ્યું કે “ભગવાન લક્ષ્મીનારાયણને માનવા વાળો વર્ગ” એ કોઈ અલગ પંથ નથી, પણ મૂળ વેદ આધારિત સનાતન ધર્મ છે. સંપૂર્ણ વેદ આધારિત આ ધર્મ છે જેના મૂળમાં સાકાર ઉપાસના છે. આ કોઈએ બનાવેલ વાડો નથી. અહીં કોઈ માણસના પેટે જન્મેલ વ્યક્તિની પૂજા થતી નથી. આ તો આદિ અનાદી કાળથી એટલે કે સુરજ ચાંદો છે ત્યારથી ચાલી આવતી પરંપરા છે. અને એમાં ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની ઈષ્ટદેવ તરીકે સાકાર ઉપાસના છે. આ વ્યવસ્થા એટલી સજ્જડ છે કે એમાં કંઈ પણ ફેરફાર કરવાની જરૂર નથી. તેમણે ધન્યતા રજુ કરતા કહ્યું કે ખરેખર મહાન છે તમારા વડીલો કે જેઓને સંત ઓધવરામજી મળ્યા કે જેમણે ભગવાન લક્ષ્મીનારાયણને ઈષ્ટદેવ તરીકે ઉપાસના કરવાનું આપણને સૂચવ્યું.

આ સભામાં અંદાજે ૩૫૦૦ થી પણ વધુ લોકોની હાજરી હતી. સવારથી કરીને મોડી રાત લોકો રસપૂર્વક દરેક પ્રોગ્રામનો આનંદ લીધો હતો. આ કાર્યક્રમ નિહાળીને દરેકને ૧૦૦% ખાતરી થઇ હતી કે આપણી જ્ઞાતિમાં આવો અવસર ક્યારે પણ જોવા મળ્યો નથી.

સંધ્યા આરતીમાં, મુખ્ય રથને સભા મંડપની વચમાં રાખી તેની ચારે બાજુ, એક સાથે એક સમયે ૨૫૦૦થી પણ વધુ લોકોએ પોતાના હાથમાં દીપ પ્રગટાવીને આરતી ઉતારી હતી. આ દ્રશ્ય જોઈને એવું લાગતું હતું કે ખરેખર ભગવાન આપણી વચ્ચે ઉતરી આવ્યા છે અને ભાગ લેનાર તથા જોનાર લોકોની ખુશીનો કોઈ પાર ન હતો.

આ અગાઉ બપોર પછીના સત્રમાં, એટલે સામાજિક સભામાં, દરેક પરાંમાંથી લોકોના પ્રતિનિધિના નામો મગાવેલ અને એમાંથી નવી સમાજની ૫૦ જણાની કારોબીરી શભ્યોની જાહેરાત કરવામાં આવેલ.  અને આ નવી સમાજના પ્રમુખની પણ જાહેરાત કરવામાં આવેલ. આમ ૫૧ કારોબારી સભ્યોની નિયુક્તિ સંતોના આશીર્વાદથી કરવામાં આવેલ.

પ્રમુખ તરીકે શ્રી ધનજી શિવગણ રૂડાણીને પસંદ કરવામાં આવેલ કે જેઓનો એજ દિવસે એટલેકે તા. ૩૧-૩-૨૦૧૩નાં દિવસે તેમનો ૮૧ મો જન્મ દિવસ હતો. તેઓ ઊંઝા સંસ્થામાં ૩૪ વર્ષથી કારોબારી સભ્ય છે. ૧૯૭૬ થી ૧૯૭૮ સુધી શ્રી કચ્છી કડવા પાટીદાર ટ્રસ્ટ ફંડના ચેરમેનના હોદ્દા પર હતા, તેમજ સમસ્ત રૂડાણી પરિવારના પ્રમુખ પદે પણ છે. તેમજ જીયાપર ગામના પ્રમુખ પદ અને સાથે સાથે મુલુંડ સમાજના પ્રમુખ પદ પર પણ છે. તેઓ શ્રી લક્ષ્મીનારાયણ સંસ્કારધામ દેસલપર તથા ઉમિયા માતાજી વાંઢાયમાં ટ્રસ્ટી તરીકે સેવા આપી રહેલ છે.  આમ જોતા આ વડીલ અનેક વર્ષોથી આપણી સમાજને સતત સેવા આપી રહેલ છે.

આ નવી રચાયેલ સમાજની વિશેષતાઓમાં આવે એવી બાબત એ કે કારોબારીના સભ્યો યુવાનો અને અનુભવી લોકોનો સારી રીતે સમન્વય કરવામાં આવેલ છે. જેથી કરીને આ નવી સમાજમાં લોકોને ખૂબજ વિશ્વાસ છે કે આવનારા દિવસોમાં આપણી સમાજની પ્રગતિ દિનપ્રતિદિન વધશે

અને સમાજમાં ધર્મને પ્રાથમિક સ્થાન આપવામાં આવશે.



આ નવી સમાજને એટલો સારો પ્રતિસાદ મળ્યો છે કે આજ દિન સુધી કુલમળીને ૧૧ હાજર સભ્યોની નોંધણી થઇ ચુકી છે અને રોજે રોજે આ સંખ્યામાં વધારો થતોજ રહે છે.

ત્યારબાદ તા. ૧-૪-૨૦૧૩નાં થાણા ખાતે રથયાત્રાનો કાર્યક્રમ રાખવામાં આવેલ. રથયાત્રા આરાધના ટોકીઝની બાજુમાં, વિશ્વેશ્વર મંદિરથી પાટીદાર ભવન સુધી આનંદ ઉલ્હાસથી શરૂ કરેલ. આ યાત્રાનું અંતર અંદાજે ૩ કિલોમીટર જેટલું હતું.

અહીં પણ સમય અનુસાર સંતોના આશીર્વચન પછી બપોરનું ભોજન લઈને લોકો છુટા થયેલ. અહીંના લોકો શાસ્ત્રીજીની વાણીથી એટલા મંત્ર મુગ્ધ થઇ ગયા હતા કે તેઓની આગ્રહથી સભાને લગભગ ૧.૩૦ કલાક લંબાવી નાખવામાં આવી હતી. આમ છતાં, લોકોના મન નોહતા ભરાયા. પણ કેવળ સમયને માન આપવા માટે સભાને પૂર્ણ કરવામાં આવેલ હતી.

ત્યારબાદ તા. ૦૨-૦૪-૨૦૧૩ના રથ વસઈ, વિરાર અને નાલાસોપારા તરફ રવાના થયેલ હતો. ખુબજ નાની સમાજ હોવા છતાં, નાલાસોપારા હાઇવે પર સ્થિત વિશ્વકર્મા આશ્રમમાં રથને વિરામ આપવા માટે, અહીંના સ્થાનિક કાર્યકર્તાઓ અને અંદાજે ૫૦૦ લોકોએ સાથે મળીને આ કાર્યક્રમનું આયોજન કરેલ હતું. ત્યાર બાદ બપોરના ૨.૦૦ કલાકે રથ ગુજરાત તરફ રવાના થયેલ હતો.

આ સંપૂર્ણ કાર્યક્રમમાં મળેલ લોકોનો અણધાર્યો સાથ અને સહકારથી કેવળ નેતા ગણ અને કાર્ય-કરતાઓ નહિ પણ સમાજના સર્વે લોકો ખુબજ મોટા અચંભામાં પડી ગયા હતા. મુંબઈમાં વર્ષો પહેલાં ઉભી થયેલ એક સમાજ ન હોવાની કમી આજે પૂરી થઇ એવો ચોખ્ખે ચોખ્ખો અને મજબુત સંદેશો લોકોને મળ્યો. લોક ચાહનાથી બનેલો આ સમાજ છે અને અહીં ઢીલી નીતિ અને ઢીલા લોકોને કોઈ સ્થાન નથી. આ સમાજમાં કેવળ મક્કમ સનાતની વિચાર ધારા ધરાવતા લોકો અને તેમના ચોખ્ખા સનાતની નેતા છે એવું આ સમાજનું બંધારણનો અભ્યાસ કરવાથી લોકોને જાણ થઇ. આવું જયારે લોકોને દેખાવા લાગ્યું ત્યારે લોકોના મનના ઉમળકાએ તેમને ખુબ મોટી સંખ્યામાં ભેગા થવાની પ્રરણા આપી. હાલની પરિસ્થિતિમાં અને મુંબઈની દ્દષ્ટિએ આ સંખ્યા અકલ્પનીય છે. પાલઘર, દહાણું, ખોપોલી જેવા દૂર દુરના ક્ષેત્રો અને ઘાટકોપર, મુલુંડ, ડોંબીવલી, થાણા, ભીવંડી, બોરીવલી, કાંદીવલી, મલાડ, કલ્યાણ, શહાડ, વસઈ વિરાર વગેરે વગેરે જેવા ક્ષેત્રો કે જેમા આપણા સમાજના લોકો મોટી સંખ્યામાં રહે છે તેવા સર્વે ક્ષેત્રોના લોકો બહોળી સંખ્યામાં આ સમાજના સભ્યો બન્યા છે. સમગ્ર મુંબઈની નાની મોટી એવી સર્વે સમાન વિચાર ધારા ધરાવતી સનાતની સમાજોને એક સુત્રતાથી બાંધવાનું કામ આ શ્રી કચ્છી કડવા પાટીદાર લક્ષ્મીનારાયણ સનાતન સમાજ મુંબઈ કરશે. અને તેમાં તેમને મળેલ લોકોનો સાથ, સહકાર અને પહેલા કાર્યક્રમથીજ તેમની વિશાળ ક્ષમતાનું દર્શન કરાવતા જણાઈ આવે છે કે આ સનાતની સમાજ ખુબજ મજબુત પાયા પર ઉભો છે/થયો છે તેમાં કોઈ બે મત નથી. ભવિષ્યમાં આ સમાજ ઉતરોતર ઉન્નતી કરશે અને સર્વે સનાતની લોકોનો ગૌરવ બનશે.

અંતે એ કહેવું જરાપણ અતિશયોક્તિ ભર્યું નથી કે આ સમગ્ર કાર્યકામ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની કૃપાથીજ અનેક વિકટ પરિસ્થિતિ હોવાછતાં એકદમ સુવ્યવસ્થિત રીતે અને નિર્વિઘ્ને પાર પડ્યો હતો.

પ્રચાર પ્રસર સમિતિ